श्री

स्वयंप्रभसुखंब्रह्म । दयारचितविग्रहम् ॥
यथार्थानुभवानंदे । पदगीतंगुरुन्नुमः ॥

श्री मच्छंकर भगवत्पूज्य पादाचार्य जगद्गुरु
महाराज श्री शारदा पीठाधीश्वर श्रीमद्राज
# राजेश्वर शंकराश्रम स्वामीजी
## पाटण पधार्या त्यारे
तेमनी पधरामणी वखते गवातां मंगळ
# गायननो संग्रह.

संवत् १९४४ द्वितिय चैत्र सन १८८८
किम्मत रु.०—१—३ એક આનો ત્રણ પાઇ.

અમદાવાદ યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ.

ૐ

॥ શ્રી ગણેશાયનમઃ ॥

# શ્રી શંકર સત્યછે.

## શ્રીમન્ન શંકરાચાર્ય માહારાજની પધરામણીનું ગીત.

### ગરબી ૧

( સવસ્તશ્રી અવધપુરી ઉત્તમ ગામરે—એ રાગ )

બોલો સખીઓ, હરહર શ્રી માહાદેવરે;
ગણપત સ્વામી, વિઘ્ન હરો તતખેવરે. ૧
ચાલો ચતુરા, શંકર સ્વામિ સંગરે;
ચોંપ ધરીને, ઉરમાં રાખી ઉમંગરે. ૨
રોજ રોજછે, કરવાં કામ સંસારીરે;
પણ આ તક છે, મળવી દુર્લભ ભારીરે. ૩
ચર્ણ કર્ણનું, સાર્થક આ શુભ કાજરે;
દુર્જન હસતાં, રખ્ખે ધરતાં લાજરે. ૪
ગુરૂ ભક્તિમાં, હોય ન ધરવું ગુમાનરે;
જેની વૃત્તી, સઉનાપર છે સમાન્યરે. ૫

પુજ્ય નિયંતા, ધૈર્યથી ધર્મ બતાવેરે;
તેને જોતાં, હેત ન ઉર ક્યમ આવેરે.
આપણને તો, મોટો લાવો આજરે;
સુંદર લાગે, કેવો સર્વ સમાજરે. ૭
પરનિંદાને, મિથ્યા વાદ વિવાદરે;
કરવા કરતાં, ગુરૂ ભક્તિમા સ્વાદરે. ૮
જેણે સુણીયો, ગુરૂ મુખથી સુબોધરે;
તેના મનમાં, વાધે નહીં વીરોધરે. ૯
શરણાઇ ત્રાંશાં, ઢોલતણા જમકારરે;
પડધમ વાજાં, હર હરના ઉચ્ચારરે. ૧૦
ગાન તાનમાં, કૈંક થયા ગુલતાનરે;
કડતાલોના, ગાયનથી ગયું ભાનરે. ૧૧
નિશાન ડંકા, હયવરના હણણાટરે;
ઝુલતા હસ્તી, ઘુઘરના ઘણણાટરે. ૧૨
લોક થોકનો, આવે ગણતાં ન પારરે;
નેહે નીચા, શીરથી કરે નમસ્કારરે. ૧૩
સાદો પણ આ, સુંદર ઠાઠ ઝપાવેરે;
લક્ષ વસાઆ, સ્મારત વર્ગને લાવેરે. ૧૪
પૂર્ણ પ્રેમથી, દ્રઢ રાખી આકીનરે;
નમે તેહનાં, પ્રાયશ્ચિત થાતાં છિન્નરે. ૧૫
નિજ મંદીરે, પ્રભુને જે પધરાવેરે;
સુખ શાન્તિને, મંગળ કાર્ય ત્યાં આવેરે. ૧૬

# શ્રીમન્ શંકરાચાર્ય માહારાજની પધરામણી થઇ રહ્યા પછીનો ઉમંગ.

## ગરબી. ૨

( જનકપુર નગર સોહામણું—એ રાગ )

સખી આજ ઉમંગ છે અંગમાં,
કૃપા સિંધુરે, આવ્યા શ્રીગુરૂ ઘેર;
રૂડો દીન આજનો. ૧

મુજ હૈયાની હોંસ પુરી પડી,
મારે મટીયુરે, યમ સાથે વેર;
રૂડો દીન આજનો. ૨

પુરા પ્રેમથી પૂજી મેં કરી,
મને લાગીરે, ખરા ભાવની લેર;
રૂડો દીન આજનો. ૩

ગાળ્યો વખ્ત ગુરૂ ગાનમાં,
સામગ્રીરે, કરી વિધ વિધપેર;
રૂડો દીન આજનો. ૪

દિવ્ય મંત્રનો દીપ પ્રગટ થયો,
તેથી ભાસેરે, મુજ મતમાં ફેર;
રૂડો દીન આજનો. ૫

ભક્તિ ભાવથી ભોળો રીઝતો,
બોલો હર હરરે, સહુ જુસ્સાભેર;

રૂડો દીન આજનો. ૬

સુખ શાંન્તિ ગુરૂકને માગીયાં,
દીધાં તેથીરે, ગયુ મનથી ઝેર;
રૂડો દીન આજનો. ૭

પડી પવિત્ર હવે હું પંથમાં,
દિક્ષા લઈનેરે, માર્યા દુર્ગુણ ઠેર;
રૂડો દીન આજનો. ૮

નિતી સાથ સુ ભક્તિ આદરી,
નિશ્ચય કરસેરે, શ્રી શંકર મેર;
રૂડો દીન આજનો. ૯

## ગરબી. ૩

(સખી પડવે તે પંથે ચાલ્યારે—એ રાગ.)

ભલે શંકરસ્વામિ પધાર્યા રે, શુભ અર્થ અમારા સાર્યા રે;
મિથ્યા વાદવિવાદી હાર્યા, સેવો સહુ સ્નેહથી શ્રી શંભુરે. ટેક
થયું પાટણમાં મુકામ રે, જે વિજયી પુરાતન ઠામરે;
વસી સ્મારતને દીલ્ન હામ, સેવો સહુ સ્નેહથી શ્રી શંભુરે. ૧
આતો વાત નવાઈની લાગેરે, મન ભ્રમણા ભારે ભાગે રે;
ભક્તિભાવ અંતરમાં જાગે, સેવો સહુસ્નેહથી શ્રી શંભુરે. ૨
હશે શિર ગુરૂ એ નવ ભાનરે, દિક્ષા મંત્રનું કાંઇ ન જ્ઞાન રે;
થયું આકીન આવી સાન, સેવો સહુ સ્નેહથી શ્રી શંભુરે. ૩
જય વિશ્વંભર ભવ તારારે, શીર ગંગ કંઠ અહિ ભારારે;

દુર દોશ કરો સ્વામિ મારા, સેવો સહુ સ્નેહથી શ્રી શંભુરે. ૪
અપરાધી છું અજ્ઞાનિ રે, કરો માફ પોતાનો જાણી રે;
ભજું હર હરે નાસોહાની, સેવો સહુ સ્નેહથી શ્રી શંભુરે. ૫
શુદ્ધ ધર્મતણા પ્રતિપાળરે, શ્રી મન્નરાજ રાજેશ્વર દયાળ રે;
લેજો ભક્ત તણી સંભાળ, સેવો સહુ સ્નેહથી શ્રી શંભુરે. ૬
કિતિવંત કૃતારથ કરીયાંરે, નિમિષ માત્રમાં પાતક હરીયાંરે;
ભવ તરવા હર હર ઉચરીયાં. સેવો સહુ સ્નેહથી શ્રી શંભુરે. ૭
ભસ્મ ધારણ જેને લલાટ રે, શીવ ધ્યાન ધર્મ શીર સાટ રે;
કંઠ રૂદ્રાક્ષ તો ન ઉચ્ચાટ, સેવો સહુ સ્નેહથી શ્રી શંભુરે. ૮
નમી પાય વિનંતી કરીએ રે, શંભુ સંકટ સરવે હરીએ રે;
દેજો સદ્‌ગુણ પાર ઉતરીએ, સેવો સહુ સ્નેહથી શ્રી શંભુરે. ૯

## ગરબી. ૪

(ચૌદ લોકની શોભારે, સરવે સંકેલી—એ રાગ.)

જય શંકર સ્વામિ રે, અમારો એજ ગુરૂ;
વણ સમજે નિંદે રે, તેનાથી નહીંજ ડરૂં. ૧
દ્રઢ નિશ્ચય બાંધ્યો રે, સુણી સદ્‌બોધ ખરો;
સત્ય મારગ જાતાં રે, પછાડી શું પાય ધરો. ૨
દિવ્ય દિક્ષા સાથે રે, મોક્ષનો મંત્ર ગ્રહ્યો;
ઉર અક્કલ આવી રે, સુમાર્ગ હવેજ લહ્યો. ૩
હતું કોઇ ન એવું કે, મનનો ભ્રમ ભાગે;
પણ પુન્ય પ્રભાવે રે, મળ્યા સ્વામિ ભાગ્યે. ૪

કુલ જાતિ જ્ઞાતિ રે, તણો ક્યમ ધર્મ તજો;
માહાદેવને મુકી રે, બીજાને કેમ ભજો. ૫
શુભ ગૌર શરિરે રે, જટા ધારી ભોળો;
અર્ધાંગ બિરાજે રે, ઉમા હર હર બોલો. ૬
હસ્ત ડાકને ડમરૂ રે, ત્રિશુલ માલા શોભે;
ભક્ત પાલક પુરોરે, તણા તો નહીં લોભે. ૭
મનવાન્છિત આપેરે, સકલ દુખનો હરતા;
સુખદાતા ત્રાતા રે, પાપનો સંહરતા. ૮
જન રંજન સ્વામિ રે, તણે ચરણે નમીએ;
પ્રભુ પ્રેરીત જેથી રે, જ્ઞાનમાં નિત રમીએ. ૯
જય હર હર ભોળા રે, કૃપા દ્રષ્ટિ કરીએ;
સત્ય માર્ગ બતાવો રે, અરજ આ ઉર ધરીએ. ૧૦

---

## શ્રી શંકર સત્ય છે.

### શંકર વસે કૈલાસમાં—એ રાગ. ૫

સેવો સદા શિવ સ્નેહથી, થાય પુન્યનો પ્રકાશ;
સેવો સદાશિવ સ્નેહથી. ટેક.

આદી અનુપમ ધર્મ તે, શીવ ભક્તિમાં સમાય;
શાખા અવર છે તેહની, કેમ બીજું બોલાય. સેવો૦ ૧
શિવ વિશ્નુમાં છે નહીં, ભિન્ન ભાવ તણી વાત;
હેતે આરાધો એઉને, ટળે જેથી સતાપ. સેવો૦ ૨

એકજ સ્થાન જવા તણાં, જૂદા માર્ગો જણાય;
બંને સરલને શ્રેષ્ટ છે, માત્ર મત્ત ભેદ થાય. સેવો૦ ૩
એક બીજાની નિંદા થકી, રોષે બન્ને ભરાય;
અર્થ સરે નહીં આપણો, તેમાં માલ શું મનાય. સેવો૦ ૪
સમજ્યા વિના કાંઈ સારને, વાદ કરવો વ્યર્થ;
જૂસ્સો ધરમતણો જીતતાં, હાર્યા લાખ્ખો સમર્થ. સેવો. ૫
મીથ્યા વિવાદ કરવા થકી, વખ્ત જાતો ન કામ;
તેને રોકીલ્યો કામમાં, ધરો ધ્યાન રટો નામ. સેવો૦ ૬
બાંધી મુઠી સવા લાખની, ખુલે તર્ત કળાય;
અન્યો અન્ય ઇર્ષા કરે, બીજ વિષનાં રોપાય. સેવો૦ ૭
જૂસ્સો રહે નિજ ધર્મનો, થાય સંપનો જમાવ;
એક બીજાની સેવા સાધતા, થયો પંથનો ઠરાવ. સેવો૦ ૮
નીતિ રીતીથી ચાલવું, ઝેર વેર કરી દૂર;
સંપેથી રહેવું સર્વદા, ધર્મ બોધ એ જરૂર. સેવો૦ ૯
આ લોકે પરલોકમાં, સુખ જેનાથી થાય;
આરામ જે દીલ આપતો, સત્ય ધર્મ તે ગણાય. સેવો૦ ૧૦
સંપ વિજયનો વાવટો, ઉડે જેથી આ ઠામ;
તેવા ઉપાયો ગોતતાં, રહે રાજી શિવરામ. સેવો૦ ૧૧

## દીક્ષા લીધા પછી પાળવાના નિયમો.

### ગરબી. ૬

( અમદાવાદ નામે આજ, શે'રછે સારૂંરે—એ રાગ. )

સખી શિવ ભક્તિમાં ચીત, તૂજ પ્રેરવજેરે;

નમી નારાયણને નિત્ય, પ્રાર્થના કરજેરે. ૧
કુળ ધર્મતણી મર્યાદ, કદી નવ લોપીરે;
નવ મિથ્યા કરતી વાદ, કોઇ શું કોપીરે. ૨
કદી ધુતારાના વેશ, તું સાચા માનિરે;
નવ રાખ જરા ઉપદેશ, વારતા છાનિરે. ૩
ઘરકામ તજીને રોજ, ન નાવા જાતિરે;
એ મિથ્યા માની મોજ, ખોટ નહીં ખાતીરે. ૪
રહી નમ્ર સદાકર નમન, હરી દુઃખ હરશેરે;
તત્કાલ પાપનું શમન, શ્યામ શ્રી કરશેરે. ૫
કદી કરતી નાહીં વિરોધ, રોષ દીલ રાખીરે;
નવ ઉત્પન્ન કરતી ક્રોધ, કુ વચનો ભાખીરે. ૬
નિજ મંદિરમાં રહી નીમ, પાળજે સારોરે;
જેથી સંસારી સુખ શીમ, પ્રભુ દેનારોરે. ૭
કદી કોઈથકી વડવાડ, થતી નહીં રાજીરે;
તું શાખ શાણિમાં પાડ, ન કહે કો પાજીરે. ૮
પરનિંદામાં સામિલ, કદી નવ થાતીરે;
દુર રાખ કપટથી દીલ, કુ દામ ન જાતીરે. ૯
મેંતો દિક્ષા લેતાં વેંત, નિયમ આ લીધારે;
સખી પાળો લાવી હેત, સરસછે સીધારે ૧૦

## હરિગીત છંદ. ૭

જય શંકરા ભવભય હરા, સુખકર કૃપાળા દેવરે,
સદ્બુદ્ધિપ્રેરો ભાવથી, કરિએ તમારી સેવરે;

અજ્ઞાન બાળકરે અમો, અપરાધ પણ અગણિત હશે,
હે નાથ તે તુંજ કૃપાવણુ, નવ કોઈથીજ ક્ષમા થશે. ૧
છે બહુરે ઉપકાર અમપર, તે વિશેષ વધારિઆ,
તેં મોકલીને શ્રી ગુરૂ, જે ભલે અહીંજ પધારિઆ;
દિક્ષા લઇ મહા મંત્ર લીધો, પુન્યને પ્રગટાવવા,
શ્રી રાજ રાજેશ્વર પધાર્યા, પાપ પુંજ હઠાવવા. ૨
સંશય સમુળારે ગયા, આકીન વસીયું મનમાં,
શ્રી ગુરૂ વર્ણતણું વધ્યું, મહત્વ શાણા જનમાં;
કરિઆ કૃતારથ સ્વામિએ, દઇ બોધ ધીરજરે ધરી,
નમિએ કૃપાળુ તેહને, સાષ્ટાંગ દંડવતરે કરી. ૩
થોડા સમયમાં શ્રેષ્ટતા, સિદ્ધાઇ જેણે દાખવી,
શુભ બોધ દીધો જેમણે કે, શીવભક્તિ રાખવી;
સંસાર સાગર તારવાને, નામ દીધું નાવડું,
તે શ્રી ગુરૂ પાદારવિંદે, હર જપીને હું પડું. ૪
વિશ્વંભરા જગદીશ્વરા, જગમાંહી જય તું આપજે,
કલ્પીશ કીધાં હોય તે કરી કરૂણા તું કાપજે;
શ્રદ્ધા વધારી અમતણી, ગુરૂ ગાનમાં ચીત ચોડજે,
ફોકટ વિવાદી વેમીના, મત મૂળમાંથી મોડ જે. ૫
તારા પ્રતાપે સંપને, સંતોષ સહુમાંરે વસો,
દ્રઢ થએલું આકીન તે, કોટી પ્રકારે નવ ખસો;
ખટ કર્મ કરીએ ખાંતથી, ભલી ભાત ભાવિકરે રહી,
સત્સંગ રેજો સર્વદા, એ યાચિએ શંભુ સહી.

---

## શ્રી શંકર સ્તુતિ.

### ઇંદ્રવજ્રા છંદ. ૮

જોગીન્દ્રપણુંરે શિવજી તમારૂં મેં જાણ્યું, જટામાં ઘાલીને કૌતક આ ક્યાંથી આણ્યું. એ રાગમાં પણ ગવાશે.

હે નાથ હે અંતર યામિ સાચા,
બોલું વધુ શું નહિ પૂર્ણ વાચા;
સંસારમાં લુબ્ધ થએલ પ્રાણી,
હુંછું તથાપિ સુણ દીન વાણી. હે નાથ. ૧
મોટાઈ તારી પ્રભુ તું તપાસી,
દે પાપ મારી દુરરેં ઉદાસી;
તારાથકી છે સહુ જીવજંતુ,
આ જગતના હસ્ત તમામ તંતુ. હે નાથ. ૨
લેજો નિભાવી નિજ બાળ જાણી,
દીલે દયા ભાવ અતીજ આણી;
ભૂલે ભરેલો અગણીત ખામી,
હું માં; અજાણી નથિ સર્વ ગામી. હે નાથ. ૩
આવી પડે આફત શીર જ્યારે,
તારાવિના કોઇ નહીં ઉગારે;
કો વખ્ત દુઃખી સુખમાંહિ હોઇશ,
દે એક વૃત્તિ તુજ સામુ જોઇશ. હે નાથ. ૪
દેજે સદા સંગત શ્રી ગુરૂની,
સારી કરે જીંદગિ જે શરૂની;

સ્વીકારજો આ વિનતી અમારી,
શ્રી શીવજી સેવક નીજ ધારી. હે નાથ. ૫

---

# शंकराचार्य स्तुति.

## ગરબી. ૯

( ગિરીધારીરે, વાત કહું છું વિચારો.-એ રાહ.)

દયાળુરે, દાસ જનોપરભારી,
શુદ્ધ સેવકના હીતકારી. ૧
રાજા ધિરાજારે, ચક્રવર્ત્ય ગુરૂધારી;
કરૂં વંદન પ્રભુ સુખકારી. ૨

ઝુલ-શ્રી મચ્છારદ મઠ અધિષ્ટા,
ષડમત સ્થાપન ગુરૂ ત્રાતા;
શંકર સ્વામી છો સુખ શાતા,
પિતુ માતારે, રાજ રાજેશ્વર ધારી,
ભૂમંડળના આચારી. ૧
-વિદ્વત્તારે, જામી જગતમાં ઝાઝી,
એશ દેશ વિદેશમાં તાજી. ૨

ઝુલ-અષ્ટાંગ યોગ અનુષ્ટાન કર્ત્તા,
ઉગ્ર તપશ્ચર્યાનુ સર્તા;
પારદેશિક પૂર મન ડર્તા,

ભર્તા સુખનારે, જગ્ત ગુરૂ દુઃખ હારી. શુદ્ધ–૨
શ્રીમત્સ્વામીરે, ચંદ્ર મૌલેશ્વર આજે;
પૂર પાટણમાંહી બીરાજે. ૪

ઝુલ–શ્રીમજ્જગદુદ્ધારક સ્વામી,
પુજ્ય પાદ પ્રભુ સુખ ધામી;
વૈદિક માર્ગતણા વિશરામી,
જામી કીર્તિરે સદ્ધર્મ રક્ષક સારી. શુદ્ધ–૨
પ્રતિપાદનરે, અદ્વૈત મત કરનારા,
જન કિલ્મિષ હરનારા. ૫

ઝુલ–સ્વકુળસ્વધર્મનેતજનારા; પરંપરા મદ ધરનારા,
જળમીન માફક તરનારા,
કુધર્મીરે, આ અવનીમાં જારી, પ્રભુ તેવાના સંહારી. ૬

---

## શ્રી મન્ન શંકરાચાર્ય મહારાજની.

### આરતી.

જય જય શ્રી ગુરૂદેવ, જય શંકર સ્વામિ; ( ૨ )
આરાધુ તમ પદને, શીર પાએ નામી. જય શંકર સ્વામિ. ૧
કરી કરૂણા ઉપદેશ, છે અમને આપ્યો; ( ૨ )
પૂર્ણ પ્રેમથી સ્વામિ, અંધકાર કાપ્યો. જય શંકર સ્વામિ. ૨
ગુરૂ ગોવીંદ સ્વરૂપ, અંતર નવ લેખું ( ૨ )

દીપક જ્ઞાન પ્રભાવે, ભવિષ્ય સુખ પેખું. જય શંકર સ્વામિ. ૩
જય શંકર સુખ રૂપ, સાહ્ય હવે કરજો; ( ૨ )
વિચારીમાં વિનતી લઇ, સંકટને હરજો. જય શંકર સ્વામિ. ૪
ભૂલોથી ભરપૂર, હું ભવમાં ભટકું; ( ૨ )
પાપ પાસમાં પડતાં, કૃપાથકી અટકું. જય શંકર સ્વામિ. ૫
સદ્ બુદ્ધિ દો સ્વામિ, પામી સુખ પાળું; ( ૨ )
આલોકે પરલોકે, વિટંબણા વામું. જય શંકર સ્વામિ. ૬
ભક્ત તણો પ્રતિપાળ, ભોળો ભવતારે; ( ૨ )
કૃપા તેમની તમપર, નુન્ય નહીં મારે. જય શંકર સ્વામિ. ૭
વંદી વદિએ એમ, દો આશીશ સ્વામિ; ( ૨ )
સંપ વધે સહુજનમાં, ખસે સકળ ખામી. જય શંકર સ્વામિ. ૮

---

## दुमिला छंद.

જશવાન થઈ ફરશો ગુરૂજી
વિદવાનજ આરત ભારતના,
રતના કરનાં જયમ રત્ન દિસે
ત્યમ આપ અનૂપમ આ તકના,
તકના બનતા સુ સવાલ
જવાબ વિના તક બોલ નહારદના,
રદના કરશો શિતિ કંઠ
સુપંથ અનંત ગુણો ગુરૂ આદરના.

